વગેરે તમારાં જેવાંજ છે. તમારા સ્વાર્થનો એના સ્વાર્થ સાથે અભેદ છે. કોઈ મનુષ્યને તમે ચાહો છો, તે એટલાજ પૂરતો કે તમે એ મનુષ્યમાં તમારા આત્માનેજ ચાહો છો. ખરૂં જોતાં મનુષ્ય પોતે પોતાનેજ ચાહે છે.

આ પ્રમાણે કુટુંબબંધન તૂટેલાંજ છે, મૂળથીજ નથી. આ ઉપરથી એક બીજી વાત યાદ આવે છે ને તે નિર્ભયતા વિષે છે; પણ આજે આપણે તે વિષે વધારે નહિ કહીએ. ભય શાથી ઉત્પન્ન થાય છે? લોકો કહે છે કે ભય પામશો, પણ એમ શા ઉપરથી તેઓ કહે છે? ભય ન પામવાનો ઉપાય દેખાડીશું, પણ તે વિષય કોઇ બીજા સમયે લઇશું. ઉપનિષદમાંથી અત્યારે તો થોડું વાંચીને હાલ તો વિરમીશું.

અણુથી અણુ ને ગુરુથીય ગુરુ, જગતમાં વિલસે કાંઇ આત્મપણું;
હૃદયસ્થ હરિ રહી વ્યાપી બધે, નિશા ઘોર મહીં લહે સુખ ઘણું.
વસી શરીરે શરીરી હીન બને, અનંત મહીંય અનંત સુએ;
પ્રસરી સઘળે રહી સર્વ મહીં, ભય દૂર કરે મન પ્રબુદ્ધ થઇ.

ૐ! ૐ!! ૐ!!!

